સિંધપ્રાંતનું સરકારી કેળવણી ખાતું.

# સિંધનો ઈતિહાસ.

અલુમલ ત્રીકમદાસ બી. એ. ના રચેલા સિંધના ઈતિહાસ પરથી વાલજી લક્ષ્મીરામ દવેએ કિધેલું ભાષાંતર



કરાચી

ગવર્નમેંટ બુકડીપો

સન ૧૮૭૫



કીમત બે આના.

સિંધપ્રાંતનું સરકારી કેળવણીખાતું

# સિંધનો ઇતિહાસ.

.......................................

અલુમલ ત્રીકમદાસ બી. એ. ના રચેલા સિંધના
ઈતિહાસ પરથી વાલજી લક્ષ્મીરામ દવેએ
કિધેલું ભાષાંતર



કરાચી

ગવર્નમેંત બુકડીપો

સન ૧૮૭૫



કીંમત બે આના.

# પ્રસ્તાવના.

ગુજરાતી ભાષામાં ગુજરાતનો, મહારાષ્ટ્રનો ને હિંદુસ્તાનનો ઈતિહાસ મારા વાંચવામાં આવેલછે; પણ સિંધદેશનો ઈતિહાસ એ ભાષામાં લખાએલો મારા જોવામાં આવેલનથી. કચ્છ વૃત્તાંતમાં ને હિંદુસ્તાનના ઈતિહાસમાં સિંધની કેટલીએક હકીકત છે ખરી, પણ તે સિંધની તવારીખતરીકે વાંચનારને સંતોષ પમાડે તેવી નથી.

સિંધમાં કરાચી, ઠઠા ને થરપારકરમાં જે ગુજરાતી ભાષાના વિદ્યાર્થીઓછે, તેઓને તે દેશની તવારીખ સિંધીઅરબી અને હિંદુસિંધીમાં હોવાથી શીખવામાં ઘણી અડચણ પડેછે. એવું મારા સાંભળવામાં તથા જોવામાં આવવાથી મેં અરબી સિંધીમાં એ દેશનો ઈતિહાસછે; તે ઉપરથી આ ભાષાંતર કરવાનો મારો ઈરાદો સિંધના મેહેરબાન ડેપુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર રાવસાહેબ નારાયણ જગંનાથને બતાવ્યો; ને મદદ માગી. તેઓ સાહેબે પોતાની તેમાં ઘણી ખુશી બતાવી અને મદદ આપવાનું કબુલ કર્યું. જેથી આ ભાષાંતર મેં મારાથી બનતી મેહેનત લઈને કર્યું છે.

એમાં કોઈ કોઈ ઠેકાણે કેટલાએક વખતસુધીની હકીકત મળતી નથી. વળી લડાઈ સંબંધી પુરતું વર્ણન નથી; એટલે વાચનારાઓને ઝાઝી ગમત પડશે નહીં.

એમછતાં પણ મુદ્દલે નહોવાથી આ સુવર્ણતુલ્ય ઘણા વિદ્વાનો ગણી તેનો સ્વીકાર કરશે, એવી આશા રાખુંછું. હું સિંધીભાષાનું પુર્ણ જ્ઞાન ધરાવતો નથી. તેમજ અરબી સિંધી ઉપરથી ઉપર કહ્યા મુજબ મેં ભાષાંતર કીધું છે; એટલે તેમાં મારીતરફનો મેં યોગ્ય જગ્યા સિવાય બીજે ક્યાંઈ ઉમેરો કર્યો નથી.

સિંધ દેશની સંતોષકારક તવારીખ કોઈપણ વિદ્વાન બાહાર પાડશે તો હું તેનો ઘણો ઉપકાર માનીશ.

**ચાલજી લક્ષ્મીરામ**

હેડમાસ્તર.

# સિંધનો ઈતિહાસ.

## સીમા.

સિંધની પશ્ચિમે બલુચિસ્તાન અને કીલાત; ઉત્તરમાં કચ્છી ગંદાવા અને બલોચી પહાડો; પૂર્વમાં ભાવલપુર, જેસલમેર, અને જોધપુર; અને દક્ષિણ દિશામાં કચ્છનું રણ અને આરબીસમુદ્ર; એવી એ દેશની મર્યાદાછે.

એ દેશની ઘણામાં ઘણી લંબાઈ દક્ષિણમાં કોરી ક્રીકથી તે ઉત્તરમાં કસ્મીર સુધી ૩૪૦ માઈલછે. અને પહોળાઈ પશ્ચિમ મારાસલ મારીથી તે પૂર્વમાં રાવતસર સુધી ૨૬૦ માઈલછે. અને આખા દેશનું ક્ષેત્રફળ ૬૦૨૪૦ માઈલછે.

એ દેશમાં થરપાર કરને પણ ભેળુંજ ગણેલુંછે, થરપાર કરમાંને સિંધની પૂર્વદિશામાં રેતીના ઉજડ મેદાનોછે. ત્યાં મુસાફર લોકોને પ્રવાસ કરવામાં રેતીના ઢગલા ઉતરવા ચડવાને ઘણી હરકત પડેછે. જે વખત તોફાની પવન ફુંકેછે, તે વખતે તેમાં એટલી તો રેતી ઉડેછે, કે ટેકરા હોય ત્યાં સપાટ થઈ જાયછે; અને સપાટ જગ્યાએ રેતીના ટેકરા જોવામાં આવેછે.

એ દેશમાં કોઈ કોઈ જગ્યાએ પહાડ અને ડુંગરોછે. બાકીની બધી જમીન સપાટછે. મોટામાં મોટો પહાડ કીલાત એ સિંધની સરહદ ઉપરછે. બીજો લકીનો પહાડ એ હલાર પાસેથી થઈને સેવણની દક્ષિણે સિંધુનદી સુધી જાયછે. જુંગસાઈની ધારો ( નાની ટેકરીઓની હાર ) એ જુંગસાઈની આસપાસછે.

એ દેશ સિંધુનદીને લીધે ઘણો ફળદ્રૂપને રસાળછે. આંહીં પેદાસ ઘણી સારીછે. મુગરબાથી ઠઠા સુધી અને બીજી ઘણી જગ્યાએ પાણીવાળી જમીનછે. તેમાં લઈ ( પળાંસી ) નાંવનો બહુ જોવામાં આવેછે.

નદીઓઃ -- એ દેશમાં મોટામાં મોટી સિંધુનદીછે. તેને મીઠો દરીઆયાને મેહેરીઆન કરીને કહેછે; ને તે હિમાલય પર્વતમાંથી નિકળી પંજાબને વીંધીને સિંધની ઉતરમાંથી તે છેક દક્ષિણ સુધી વહેછે.

સિંધ દેશમાં તે નદી વહેછે તેથી કરીને તેને સિંધુ એવું નામ આપેલુંછે. સિંધુનદીની મુખ્ય બે શાખાઓછે. એક આથમણી અને બીજી ઉગમણી. ઉગમણીનદી ખપર આગળથી ફુટીને થરના પડખામાં થઈને પાછી સિંધુમાં થોડે છેટે મળેછે. પશ્ચિમ તરફનો ફાંટો લાડખાના પાસેથી મહેર પાસે થઈને મનછર સરોવરમાં પડેછે. ત્યાંથી નિકળીને પાછો સિંધુને મળેછે. એ ભાગને અર્લ કરી કહેછે. વૈશાખથી તે શ્રાવણ મહીના સુધી એ નદીઓમાં પાણીનું જોર ઘણું રહેછે. સિંધુમાં આગબોટોને વહાણો ચાલેછે; તેથી વેપારી લોકોને માલ લઈ જવા લાવવાને ઘણું સુગમ પડેછે. એ શિવાય ફુલેલી વગેરેનાની નદીઓછે.

વ્યાપારઃ— વીસ વર્ષની પહેલાં એ દેશનો વ્યાપાર ઘણો થોડો હતો. બાર મહીનામાં ફક્ત બાર લાખ રૂપીઆનો માલ ચડતો ઊતરતો. પણ અંગ્રેજોને હાથ આવ્યા પછી દર વર્ષે ત્રણ કરોડ રૂપીઆનો માલ જાય આવેછે એવું કહેવાયછે.

સિંધ દેશના મુખ્ય પાંચ ભાગ કરેલાછે. તેમનાં નામ હૈદરાબાદજીલ્લો, શિકારપુરજીલ્લો, કરાચીજીલ્લો, થરપારકરની એજનસી, અને ઉત્તરહદ પાસેના સંસ્થાનની એજનસી. થરપારકરના પૂર્વ અને પશ્ચિમ એવા બે ભાગ કરેલાછે.

એ દરેક એજનસીમાં પોલીટીકલ એજંટ રહેછે. અને જીલ્લામાં એકેકો કલેકટર હોયછે. આખા સિંધ દેશની મુખત્યારી ઉપર કમીશનર સાહેબ રહેછે. તેમના હાથ નીચે એક આસીસ્ટંત કમીશનર સાહેબ રહેછે. કલેકટર સાહેબની નીચે ડેપ્યુટી કલેકટર અને તેમની નીચે એકેક મુખત્યારકાર રહેછે. દરેક જીલ્લામાં ઈનસાફની અદાલત અથવા સેશન જડજની

કોરટછે. એ શિવાય બીજા ઘણા નાના નાના અમલદારો જૂદા જૂદા કામપર છે. સિંધમાં કરાંચી, હૈદરાબાદ, શિકારપુર, ઠઠા, સખર, જેકબાબાદ, રોરી, સેવણ, નોશારો, હાલાર, ડારૂશા, ચંડોળબા, ઉમરકોટ, હોરડી અને નગરપારકર, એ મોટાં શેહેરોછે. કોટડી, કરાચી, માજનદા, સખર, રોરી, લાડખાના ને ગંદુ વગેરે બંદરોછે.

## સિકંદરની પહેલાંનો વખત.

સિકંદરબાદશાહ જે જમાનામાં હિંદુસ્તાનમાં આવ્યો, તે પહેલાના વખતની સિંધની કેટલીએક હકીકત મહા ભારતમાં લખેલી જણાયછે. તે ઉપરથી માલમ પડેછે કે, જ્યારે પાંડવ અને કૌરવનો પોતપોતામાં ઝગડો ચાલતો હતો તે વખતે જયદરથ રાજાની હુકુમત એ દેશમાં હતી. એ રાજાએ કૌરવની મદદને વાસ્તે થોડું ઘણું લશ્કર એ દેશમાંથી મોકલ્યું હતું. એ શિવાય એટલુંજ જણાયછે કે જે વખત સિકંદરબાદશાહ પંજાબ જીતીલીધા પછી સિંધમાં આવ્યો હતો, ત્યારેએ દેશ કાંઈ એક જણની હુકુમતતળે ન હતો. ત્યાંના જુદા જુદા ભાગમા જુદા જુદા હાકિમ હતા. શિકાર પુરનો સુબો સ્વતંત્ર હતો. સેવનશેહેરની નીચેના મુલકનો જુદો રાજાહતો. બિરોહી ટેકરીની ઈશાન તરફના દેશમાં વળી શાંબશા નામના શાહજાદાની હુકુમત ચાલતી હતી. એ રાજ્યની હદ સેહવણ લગણ હતી. સિંધુ નદીના ડેલટા (મુખ આગળની ત્રણ ખુણા વાળી જમીન) સુધી પટાળી લોકની હદ હતી. ત્યાં તેમનો હુકુમ ચાલતો હતો.

એવું કહેવાય છે કે સિંધુનદીપર વહાણ વટી કરવાના ઈરાદા શિવાય શિકંદરનો સિંધમાં આવવાનો બીજો કોઈ પણ હેતુ નહતો. સિંધુનદીમાંથી અરબી સમુદ્ર સુધી પહોચતાં તેના વહાણને નવ મહીના લાગ્યા હતા. સિંધના હાકિમોએ શિકંદરને માન આવકાર નદીધો તે અપમાનને લીધે તેણે તેઓની

સાથે લડાઈ કરીને એકે એક હાકેમોને હરાવીને પોતાની આ-ણ મનાવી. એ બધુ વર્ણન ગ્રીસના ઈતિહાસમાંથી મળી આવે છે. એપરથી એવું જણાય છે કે તે વખતે સિંધમાં ઘણા સ-ત્તાધારી હતા. શિકંદરની આવવાની તારીખ ઈ૦ સ૦ પહે-લા ૩૨૮ વર્ષની આગળ છે. એ વખત પછી કેટલાએક કાળ-સુધીની હકીકત બરાબર જણાતી નથી.

જે વખતે આરબ લોકોએ સિંધ પ્રાંત ઉપર હુમલો કર્યો, ત્યાર પછીની કાંઈ કાંઈ ખબર મળી આવેછે. એ હકીકત પહેલાં બે હિંદુરાજાના વંશ સિંધમાં થઈ ગયા; તે વિશેની હકી-કત પેહેલવેલી નીચે આપીછે.

---

## પેહેલો-રાવવંશ.

સિંધની હુકુમત રાવ વંશના હાથમાં ઈ૦ સ૦ ૪૯૫ માં આવી. એ રાવ વંશમાં ૧૩૭ વર્ષ સુધી તે સત્તા રહી. રાવ દેવાજી એ વંશમાં મહા પ્રતાપી બળવાન અને યશસ્વી પુરૂષ થઈ ગયો. એ વખતમાં સિંધની ગાદીનું મુખ્ય શેહેર અ-લોર હતું.

કેટલાએક કારણોથી એમ જણાય છે કે એ વખતમાં એનું રાજ્ય ઘણું ફેલાવ પામેલું હતું. રાવ દેવાજી પછી એ ખાન-દાન ઓલાદમાં બીજા પાંચ રાજા એકપછી એકથઈ ગયા. તે-માંનો છેલ્લો અને પાંચમો રાજા સાહસી ઈ૦ સ૦ ૬૩૨ માં નિ-ર્વંશ મરી ગયો. સાહસિની રાણીએ તજવીજ કરીને પોતાના વજીરને ગાદીનો કારભાર સોંપાવ્યો. એ પ્રધાનનું નામ ચચ્ચ હતું. તે જાતનો બ્રાહ્મણ હતો, તેથી તેની પછી બ્રાહ્મણી વંશ-ના રાજા થયા.

---

## બીજો બ્રાહ્મણી વંશ.

એ વંશનો મુળ પુરૂષ જે ચચ્ચ હતો તે અસલ એક ભિક્ષુક બ્રાહ્મણનો દીકરો હતો. પણ રામરાજ બીજા સાહસનો

એક વજીર હતો, તેની મેહેરબાનીથી તે રાવની આગળનો હજુરી માણસ થયો. ચચ્ચ નાનપણમાંથીજ ચંચળ બુદ્ધીનો ચાલાક અને હુનરી હતો. એણે રાવને રીઝાવીને ખુશી કર્યો. તેથી કરીને રામરાજની પછી તે વજીર થયો. રાજાના મરણ પછી તેના ઉપર રાણીનું ઘણું હેત અને મન હોવાથી તે બંને જણાંએ સાદી કીધી. અને પછી તે ગાદીપર બેઠો. એણે ૪૦ વર્ષ સુધી રાજ્યકારભાર ચલાવ્યો; તેણે સ્વદેશી અને બીજા સરદારોને પોતાની આણમનાવી. ચચ્ચ મુવા પછી તેનો ભાઈ મંદાર ગાદીએ બેઠો. તેને અલોરનો સુબો કરીને તેના ભાઈએ પેહેલાં મોકલ્યો હતો. તે ૭ વર્ષ રાજ્યકરી મરણ પામ્યો. તેણે પોતાના વખતમાં ગૌતમ બૌદ્ધ ધર્મનું પાલન કરી તેનો મહીમા વધાર્યો. ને મોટાં મોટાં મંદીરો બનાવ્યાં. મંદારની પછી ચચ્ચનો મોટો દીકરો દાહર સિંધનો રાજા થયો. એના રાજ્યના ૩૩ મા વર્ષમાં એટલે ઈ૦ સ૦ ૭૧૧ માં આરબ લોકોએ હિંદુસ્તાનઉપર હુમલો કર્યો. તેનું કારણ એ હતું કે સરંદીપ અથવા સિંહળદ્વીપના રાજાએ કાંઈ નજરાણું બગદાદના હકિમ બની અમીના વંશના વળીદને મોકલ્યું હતું. એ નજરાણું જે વહાણ લઈને જતું હતું તેને દેવળ બંદર આગળ ચાંચીઆ લોકોએ લુટ્યું. ને કેટલાએક માણસોને મારી નાંખ્યાં ને કેટલાએકને કેદ કર્યાં. તે બાબત બગદાદના ખલીફે સિંધના રાજા દાહરની સાથે પોતાના સુબાની મારફતે લખાણ ચલાવ્યું. તે બાબત દાહરે કાંઈ જવાબ આપ્યો નહીં. ત્યારે તેનું વેર લેવાને વાસ્તે ખલિફે કાસિમના દીકરા મહંમદને છહજાર માણસનું લશ્કર આપીને સિંધમાં મોકલ્યો. તેણે ત્યાં આવતી વખતે દેવળબંદરપર હુમલો કરી તે શહેર લીધું, અને ત્યાં જે મુસલમાન કેદીઓ હતા તેમને છોડાવ્યા. પછી તેણે અલોર ઉપર ચડાઈ કરી. અને એ રસ્તે જતાં વચમાં બે લડાઈઓ થઈ તેમાં હિંદુઓએ જય મેળવ્યો. ત્રીજી લઢાઈ શેહન શહેર

આગળ થઈ. તેમાં હિંદુઓ હાર્યા અને મુસલમાનોએ શેહ્‌વહન શહેર જીતી લીધું.

ત્યાંથી મહંમદ અલોરપર ચડી ગયો. ત્યાં ઈ. સ. ૭૧૨ માં રમજાન મહીનાની દશમીતારીખે યુદ્ધ થયું. તે ઠેઠ સવારથી સૂર્યાસ્ત થયા સુધી ચાલુ રહ્યું. રાજા દાહર હાથી ઉપર ચડેલો હતો તેને ઓચીંતું દુશમનનું બાણ લાગવાથી તે મૂર્છિત થઈ નીચે પડી સ્વર્ગવાસ પામ્યો. તેની ફોજના માણસોએ રાજાને હાથી ઉપર ન જોયો તેથી નાસાનાસ કીધી. તેથી મુસલમાનોનો જય થયો. અને અલોર તેમને હાથ આવ્યું ત્યાર પછીથી મુસલમાનોનું રાજ્ય થયું.

---

## આરબ લોકોનું રાજ્ય.

અલોર લીધા પછી એકદમ મહમદ બીન કાસિમે તે શહેર લુટાવ્યું. અને ત્યાંના રાજા દાહરની બે દીકરીઓને કેદ કરીને તેની માલ મીલકત લઈને બીજી લૂટ સાથે એ બધું ખલીફ વળીદને મોકલી દીધું. પણ ખલીફની પાસે પહોંચ્યા પછી તે છોકરીઓએ પોતાના બાપનું વેર લેવાને મહમદના ઉપર તેઓની આબરૂ લીધાનું તોહમત મુક્યું. તેથી ખલીફે ક્રોધાયમાન થઈને મહમદને પાછો બોલાવી મરાવી નંખાવ્યો. ઈ. સ. ૭૧૭. ઈ. સ. ૭૧૭ માં અબદુલ હજીજનો દીકરો ઉમર ખલીફ થયો. એણે સિંધમાં એવો ધારો કર્યો કે જે કોઈ હિંદુ મુસલમાની ધર્મનો સ્વીકાર કરશે તેની અસલ મુસલમાનની પેઠે બરદાસ લેવામાં આવશે. એ જાહેર ખબરથી લોભાવશ થઈને ઘણા હિંદુ શાહજાદાઓએ અને તેમાં વળી દાહરના દીકરાઓએ મુસલમાની ધર્મનો સ્વીકાર કર્યો. અને નવા મુસલમાનીનામો ધારણ કર્યાં.

ઈ૦ સ૦ ૭૫૦ માં બગદાદની હુકુમત બની અમીના હાથમાંથી નિકળી અબાસના હાથમાં ગઈ. એ વંશમાં હારૂન અલ્રશિદ મોટો હાકેમ થઈ ગયો. તે ઘણો બળીયો અને ચાલાક હતો.

એના વખતમાં શેખ તરાબઅલી એની તરફનો સિંધમાં નવાબ હતો. શેખ તરાબઅલીએ સિંધનું રાજ્ય ઘણું વધાર્યું, પછી તે ઈ૦ સ૦ ૭૮૭ માં મરણ પામ્યો. તેની કબર ઠઠાની દક્ષિણમાં આઠ માઈલ ઉપર હજી જોવામાં આવે છે.

ઉપરના વખતથી જે ખલિફો તરફથી સીંધમાં હાકિમો થયા તેઓની જગ્યા મનસુરા હતી. પણ મુખતસિમ ખલિફના વખતથી બગદાદના ખલિફોનું જોર દીનપરદીન કમી થતું ગયું. ઈ૦ સ૦ ૮૭૧ માં જ્યારે ખલિફ મોતામિદે યાકુબલાઈઝને સિંધમાં સત્તા ચલાવવા મોકલ્યો, ત્યારથી ખલિફની સત્તાની પડતી અવસ્થા થઈ, એમ કહેવાયછે.

યાકુબલુઈઝ ઈ૦ સ૦ ૮૭૯ માં મરણ પામ્યો ત્યારપછી સિંધની હુકુમતના બે ભાગ થઈ ગયા. એક રાજ્યની મનસુરામાં ગાદી સ્થપાઈ. અને બીજા રાજ્યની મુલતાનમાં ગાદી સ્થપાણી. મનસુરામાં હબારી વંશના હાકિમ થયા. એઓ લાદના રાજાને અમીર અથવા મલ્કકરીને પણ કહેતાહતા. એ વખત અલોર મનસુરાની સત્તા હેઠળ હતું. અરબી હાકિમોને સિંધમાં ઘણી પેદાસ નહોતી. તેમને ખાધાપીધાનો ને બીજો જરૂરનો ખરચ શિવાય થોડુંજ બચતું હતું. તેથી તેમની ઉપર ફોજ લઈ આવનારાઓની સામે થવાને તેમનામાં સત્તા નહતી અને તેઓ દીનપરદીન દુર્બળ હાલતમાં આવતા ગયા. એટલે થોડા દીવસપછી આરબલોકોને કરમેશિઆના લોકોએ સિંધમાંથી બહાર કાઢી મુક્યા. એ જાતમાં મુસલમાનધર્મથી વટલેલાને બીજા પરદેશી ને તેમાં વળી આરબલોકોપણ હતા. તે લોકો સ્વદેશમાં પોતાનું જોર કમતી થતું દેખી તથા સિંધની આવી હાલતથી લલચાઈને એ દેશપર ચઢી આવ્યા. ઈ૦ સ૦ ૯૮૫ માં સિંધની હુકુમત તેમના હાથમાં આવી. તેઠેઠ ઈ૦ સ૦ ૧૦૨૪–૨૫ સુધી તેમના હાથમાં રહી, પણ બીજા શત્રુઓ તેમના ઉપર ટાંપી રહ્યા હતા. એ વખતપછી મહમદગીજનીએ સિંધમાં ફતેહ મેળવી.

---

# આરબલોકોના રાજમાં સિંધનો હેવાલ.

એમ નથી જણાતું કે આરબલોકોના વખતમાં સિંધના લોકોની હાલત ઘણી સુખાકારી હતી. આરબલોકોનું દીવાની તથા હિસાબી કામ અગાઉની માફક આપણા દેશીઓના હાથમાં હતું. કેમકે એવી નોકરીના કામમાં આપણા દેશી લોકોની ઘણી જરૂર હતી. જે અરબી અમલદારો હતા તેમને લુટફાટ શિવાય કાંઈ કામકાજ આવડતું નહતું. દેશી લોકો પાસેથી જે કરો લેવામાં આવતા હતા તે અસલી આરબને માફ હતા. કેટલાએક આરબલોકોને મોટી જાગીરો ઈનામમાં મળેલી હતી. તેનો કારભારપણ આપણા દેશી લોકો ચલાવતા. આરબલોકોની હુકુમતમાં સિંધના લોકઉપર મુસલમાની ધર્મનો જોર જુલમ ઘણો નહતો. તોપણ ધર્મને સારૂ જે કર તેઓની પાસેથી લેવામાં આવતો તે ઘણી ખરી વાતે ખુશી ઉપજાવનારો ન હતો.

જે જગ્યાઉપર મુસલમાનોને સમય મળ્યો, ને ત્યાં તેમનું ચાલીસક્યું ત્યાં આરબલોકોએ જુલમ કરવામાં કશી કચાશ રાખી ન હતી. તેઓએ દેવલ બંદરમાં ઘણાંહિંદુનાં દેવળોને તોડીપાડીને તેપર મશિદો બનાવી હતી. ને ત્યાં ત્રણ દિવસ સુધી કતલ ચલાવી. હૈદ્રાબાદ જેને નીરૂનકોટ કહેતા હતા, ત્યાંના લોકોએ ખુશીથી તેમની આણમાની તેછતાં તેનીપણ એવીજ દશા કરી. તેઓએ અલોરમાં કતલ કરી નહતી તોપણ ત્યાંના લોકોઉપર વગર હરકત પહોચે ઘણી સખ્તાઈ કરવામાં ચુક્યા નહતા.

મુસલમાન લોકોના હાકિમોને સિંધમાં પેદાસના બે રસ્તા હતા. એક તો માંથાવેરો અને બીજો જમીનનો કર. એ માંથાવેરો તેમના જાતી ભાઈઓઉપર લેવામાં આવતો નહતો; પણ ફકત હિંદુઓઉપર લેવામાં આવતો હતો. એ કર હિંદુઓપાસેથી નહી લેવો, એ તેમના ધર્મથી ઉલટું છે એવું તેઓ જાણતા હતા.

પેહેલા ખલીફ઼ ઉમરે પોતાની કારકીર્દીમાં દર તવંગર માણસ ઉપર દરવર્ષ ૪૮ હામનો ( અઢી રૂપીઆનો એક હામ ). કર ઠેરાવ્યો હતો. અને દર મેહેનતું માણસ પાસેથી બાર હામ લેવામાં આવતા હતા. સાધારણ સ્થિતિના માણસો પાસેથી ચોવીસ હામ લેવામાં આવતા. સ્ત્રીઆ અને બાળકો જેઓ રળવાને અશક્ત હતાં તેઓનેજ ફક્ત એ માફ઼કરવામાં આવતું હતું.

બીજા ખલીફા ઉમરને એટલો કર થોડો લાગ્યો. તથી તે આ માણસની કેટલી પેદાશ છે ને કેટલો જરૂરનો ખર્ચ છે તે જોઈ બાકીની સઘળી પેદાસ કરની પેઠે લઈ લેવાને પોતાનો હક છે એવું ધારતો હતો. તેના રાજ્યમાં પણ તેના જાતી ભાઈઓની પક્ષપાતી હતી. તેમની પાસેથી કાંઈ લેવામાં આવતું ન હતું. તો પણ તે મુસલમાનો પાસેથી દર સેંકડે અઢી ટકા ધરમાંઉખાતે લેતો હતો. એ શિવાય બીજી કાંઈ મુસલમાનો ઉપર સખતાઈ ન હતી.

તેની રાજ્યનીતિની રીત ઘણી અજાએબ જેવી અને સંતોષ પમાડનારી કેટલીએક વાતે હતી. બે મુસલમાનો વચ્ચે લડાઈ થતી તો તેનો ઈનસાફ઼ કાજીપાસે કુરાનના કાનુનપ્રમાણે થતો હતો. જો એક હિંદુ અને એક મુસલમાન લડતા, તો તેનો પણ ઈનસાફ઼ કાજી પાશે થતો. પણ જો બે હિંદુઓ વચ્ચે કજીઆ થતો, તો હિંદુ પંચો તેનો ફ઼ેસલો કરતાં. ગરીબ જાતના લોકો ઉપર ઘણો જુલમ હતો એવું નીચેની વાત પરથી માલુમ પડેછે.

ગરીબ અને નીચ જાતના લોકોને સારાં લુગડાં પહેરીને ફ઼રવાની મના હતી.

કોઈ પણ ગરીબ માણસ ઘોડું રાખી શકતો ન હતો. અને હલકી જાતના લોકોને ઘોડાપર ચડવાની ના હતી. વળી રસ્તા ઉપર પગમાં જોડો પેહેરી ચાલી શકતા નહતા. અને માંથાપર પાઘડી પણ બાંધી શકતા ન હતા.

વળી બીજા કેટલાએકને તો કોઈ પણ મુસલમાન પ્રવાસ કરતો હોયતો તેને રસ્તો બતાવવો પડતો ને તેમના કાફલાની ચોકી કરવી પડતી.

ખલીફા ઉમરના વખતમાં બધી જાતના દેશી લોકોને એવો હુકમ હતો, કે કોઈ પણ મુસલમાન મુસાફર અજાણ્યો હોય, અને તે ગમે તેને ઘેર ઉતરે; તો તેને ત્રણ રાત્રી અને ત્રણ દહાડા સુધી મેહેમાનગતી કરવી.

આરબ લોકોની પછી સિંધનું રાજ્ય ઈ. સ. ૧૦૨૫ માં મહંમદ ગીઝનવીએ પોતાના સરદાર અબદુલ રીઝાકને લેવાને મોકલ્યો હતો. મુલતાન પહેલાંજ મહમદના હાથમાં આવેલું હતું તેથી કરીને અબદુલ રીઝાક ત્યાંથી ધસારો કરીને ઠેઠ સેહ્‌વણને ઠઠાસુધી આવી પહોંચ્યો અને દરેક જગ્યાએ ફતેહ મેળવવામાં તેને કોઈ વાતે ઘણી અડચણ પહોચીં નહીં.

મહંમદ ગીઝનવી પછી કેટલા એક વર્ષે અબદુલ રશિદગીઝનીનો હાકેમ થયો. પણ તે એવા એશઆરામમાં ને મોજમઝામાં પોતાનો બધો વખત ગુજારતો હતો, કે પોતાના રાજ્યમાં શું થાયછે ? કેવી રીતે ન્યાય અપાયછે ? ને શાશા બંદોબસ્ત ચાલેછે ? તેની તેને કાંઈ પણ ગમ ન હતી. આવો વખત જોઇને સિંધના સુમરા લોકોએ તાબેદારી છોડી દીધી ને પોતાની જાતમાના સુમેરા નામના શખ્સને પોતાનો સરદાર બનાવ્યો. સુમરા લોકો અસલ હિંદુ રજપૂત હતા. ગીઝનીમાં જ્યારે ઉથલ પાથલ થઈ, ત્યાર પછી બીજા બંડિઆ સરદારોની પેઠે સુમરાઓ ઈ૦ સ૦ ૧૦૫૧ માં પોતાની સત્તા સિંધમાં બેસાડવા લાગ્યા. સુમરા લોકોની હુકુમત ઘણા દિવસસુધી ચાલી. તેમનું રાજધાનીનું શેહેર ઠઠા હતું. એ જાતમાં ઘણા પેહેલવાનો ને શૂરવીરો થઈ ગયા. એ સખ્સોમાનો એક દોદો અને બીજો ખલીફ જેની હકીકત ઘણા જણોના સાંભળવામાં આવી હશે. તેમણે ઘણી શૌર્યતા વાપરીને પોતાની હુકુમતનો વિસ્તાર કીધો તે એટલે સુધકિ કચ્છને પણ સિંધની સત્તામાં લાવીને મુ-

કર્યું ને સોઢા લોકોને મારીને વશ કર્યા ને તેમનું મુખ્ય શેહેર ઉમરકોટ પોતાને તાબે કીધું.

એટલું છતાં પણ એવું સ્પષ્ટ રીતે નથી જણાતું કે એ લોકોએ આખા સિંધપર પોતાનું રાજ્ય ચલાવ્યું કેમકે હમેશાં કેટલાએક સરદાર આપ આપત્યારીથી સિંધમાં રાજ્ય ચલાવતા આવેલા હતા.

વળી એ લોકોના વખતમાં ગોરી તઘલખ અને ખીલજી વંશના હાકિમો સિંધપર ચઢાઈ કર્યા કરતા હતા. તેથી એ વંશના છેલ્લા રાજાઓ બળ અને સત્તામાં ઘણા ક્ષીણ પડવા લાગ્યા. હમીર સુમરાએ જ્યારે બહુ ઝુલમ કરવા માંડ્યો, ત્યારે સમા લોકોએ તેની સામે થઈને મારી નાખી પોતાના સરદાર જામ ઉનડને ગાદીપર બેસાડ્યો. ઈ૰ સ૰ ૧૩૫૧ થી સમા લોકોની સિંધમાં હુકુમત ચાલી. એ વંશના રાજાઓ જામ એવી ઓડકથી ઓળખાતા હતા. સમા લોકો અસલ હિંદુ રજપુત હતા પણ ઈ૰ સ૰ ૧૩૯૧ માં તેઓ મુસલમાન થયા. તેમનું પેહેલી ગાદીનું શેહેર શમઈ હતું. તેની પછી ઠઠા થયું. તેમની હુકુમત ઈ૰ સ૰ ૧૫૨૧ સુધી ચાલી.

## અર્ગુનવંશની હુકુમત.

ત્યાર પછી સિંધમાં અર્ગુન વંશના હાકિમો થયા. તે ખાનદાનનું નામ અર્ગુન ખાન પરથી પડ્યું હતું એ અર્ગુનખાન જંગીઝખાનની ઓલાદનો હતો. શાહેબેગ જે એ વંશનો પહેલો હાકિમ સિંધમાં થયો, તે પહેલાં ખુરાસાનનો હાકિમ હતો; પણ તેને ત્યાંથી બાબર બાદશાહે હરાવી નસાડી મુક્યો. તે કમ કૌવત થઈને સિંધમાં થોડા માણસની સાથે લૂટફાટ કરવા આવ્યો હતો. અહિંયા થોડે થોડે પોતાનું જોર વધારી તેણે ઠઠા ઉપર હુમલો કર્યો. જામફીરોજ તે વખતમાં સમા લોકોનો ઠઠામાં સરદાર હતો. તેને નસાડી મુકીને ઈ૰ સ૰ ૧૫૨૧ માં તે પોતે ગાદી ઉપર બેઠો ત્યાર પછી તે ઉત્તર તરફનો મુલક જીતવાને નીકળી પડ્યો. તેણે રસ્તે જતાં સેહવાણ શેહેરની જીત કરી

અને બખર શેહેરના ધારેજા લોકો ઉપર હુમલો કર્યો ને બખર-નો કીલ્લો સર કર્યો. તેને બખરની ટેકરી એવી પસંદ પડી કે તેણે ત્યાં પોતાનું રેહેઠાણ કર્યું, અને અલોરના કિલ્લાને જમીન-દોસ્ત કરી ત્યાંની પકી ઇંટ લાવીને તેણે બખરમાં કિલ્લો બનાવ્યો. આવતા વર્ષમાં એટલે ઈ૦ સ૦ ૧૫૨૨ માં શાહબેગ મરણ પામ્યો.

તેની પછી તેનો દીકરો મીરજાશાહ હસન સિંધની હુકુમત લઈ ગાદીએ બેઠો. તેણે ગાદી ઉપર બેસતાંજ બાબર બાદશાહ સાથે સલાહ કરી, અને ઈ૦ સ૦ ૧૫૨૬ માં મુલતાન ઉપર ચડાઈ કરી તેણે તે શેહેર ફતેહ કીધું. એ વખતમાં હુમાયુ બાદશાહને શીરખાં પઠાણે દિલ્લીમાંથી હાંકી કાઢ્યો હતો. તેથી હુમાયુને ત્રણ વર્ષ સુધી સિંધમાં આશરો લેવો પડ્યો. તે દરમીઆનમાં તેને ઉમર કોટમાં પ્રખ્યાત અકબર બાદશાહ જન્મ્યો. મીરજાશાહ હસન ઘણો કરાદાર હાકિમ હતો, અને તેણે બમી જાતને તાબે ને અદબમાં રાખી હતી. ઈ૦સ૦ ૧૫૫૪ માં તે મરણ પામ્યો. તેણે ૩૨ વર્ષ રાજ્ય કર્યું. તેના રાજ્યમાં વિદ્યા તથા હુનરને ઘણો આશરો આપવામાં આવ્યો હતો. ઘણા લોકો ઉંચી કેળવણી પામીને ફિલસુફ ને કવિઓ થયા હતા. એ બાદશાહ પંડેપણ વિદ્વાન ને દાનાવ માણસ હતો. તેને એક છોકરો હતો, પણ તે બાળ્યાવસ્થામાં મરણ પામ્યો તેથી તેના વંશમાં કોઈ ગાદીનો વારસ રહ્યો નહીં.

---

## તરખાનવંશની હુકુમત.

મીરજાશાહ હસનના મરવા પછી સિંધની હુકુમતના બે ભાગ થઈ ગયા. મીરજાંઈશાહ ઠઠાનો હાકિમ થયો અને સુલતાન મહંમદ બખરમાં કાયમ રહ્યો. પહેલાં એ બન્ને મીરજાંશાહ હસનની તાબેદારીમાં સરદાર હતા. મીરજાંઈશાહ તરખાન વંશનો હતો ફકત તરખાન વંશમાં ત્રણ જણાએ હુકુમત ચલાવી. મીરજાંઈશાહ પછી મીરજા મહંમદ બાકી ગાદી ઉપર બેઠો. એના વખતમાં કોઈ પણ માણસ સુખસાતામાં

રહી શક્યું નહીં. ઘણા દહાડા થયાં એની અને સુલતાન મહંમદ તેના બળવાખોર લોક અને સરદાર વચ્ચે ઝગડો ચાલ્યા કરતો હતો. એ કજીયામાં બેહોશ થઈને મહંમદ ખાકીએ આપઘાત કીધો. તેના મરણ પછી ઈ૰ સ૰ ૧૫૭૧ માં તેનો દીકરો મીરજાં જાનીબેગ બધી રૈયતની ને અમીરોની ખુશી પ્રમાણે ગાદી ઉપર બેઠો. તેણે સારી રીતે રાજ્ય ચલાવ્યું. એ લોકપ્રિય ઘણો હતો. એના વખતમાં દિલ્લીનો બાદશાહ વિખ્યાત અકબર હતો. તેણે બખરવાળા સુલતાન મહમદની દીકરી સાથે લગ્ન કર્યું હતું. ને જ્યારે ઈ૰ સ૰ ૧૫૭૫ માં સુલતાન મહંમદ મરણ પામ્યો. ને તેને કોઈ વારસ ન હોતો તેથી તે વખતે સરીઅતના કાયદાપ્રમાણે બખર પણ અકબર બાદશાહના હાથમાં આવ્યું. તેણે એ મુલુક પોતાના સરદારને જાગીર તરીકે બક્ષીશ કીધું. પણ અકબરની તરફથી જે બખરમાં નવાબ આવ્યો હતો તેની અને ઠઠ્ઠાના હાકેમની વચ્ચે દુશ્મનાઈ થઈ.

પછી જ્યારે ઈ૰ સ૰ ૧૫૮૯ માં અકબરનું લાહોરમાં આવવું થયું, ત્યારે ઠઠ્ઠાના હાકેમ મીરજાંજાનીબેગની હદ જોઈને ઠઠ્ઠાપર ચડાઈ કરવાને પોતાના સરદાર ખાનખાનાને તૈયાર કીધો. ખાનખાનાને જાનીબેગની વચ્ચે બેચાર લડાઈઓ થઈ. તેમાં એક લડાઈ સેહવણ શેહેરની નજીક છ ગાઉપર સિંધુનદીમાં વહાણો ઉપર થઈ. પણ તેમાં કોઈની હાર જીત થઈ નહીં. આખરે ઉનડપુર પાસે જે લડાઈ થઈ તેમાં જાનીબેગ હાર્યો. અને ત્યારપછી ઠઠ્ઠાની ને સિંધની હુકુમત ઈ૰ સ૰ ૧૫૯૦ માં અકબર બાદશાહના હાથમાં આવી. પણ ખાનખાનાએ મીરજાંજાનીબેગની ચંચળતા, હુશિયારી, અને શૌર્યતા જોઈને અકબર બાદશાહને શિફારસ કરી. ત્યારે અકબરબાદશાહે મીરજાંજાનીબેગને રૂબરૂ બોલાવીને પોતાની તરફથી પાંચ હજાર માણસની ફોજની અખત્યારી આપીને ઠઠ્ઠાની હુકુમત તેને સોંપી. જાનીબેગની પછી દિલ્લીના બાદ-

શાહ તરફથી તરખાન વંશનો કોઈને કોઈ સરદાર ઘણા દહાડા લગણ થતો આવ્યો હતો.

---

# કલોર વંશની નવાબી.

જે વખતે શાહજાન દિલ્લીની ગાદીઉપર બેઠો, તેવખતપછી સિંધના નવાબ દિલ્લીથી મુકરર બાહરોબાર થઈને સિંધમાં આવતા હતા. આખર ઈ૦ સ૦ ૧૭૩૬ માં મહંમદશાહ જે દિલ્લીનો બાદશાહ હતો, તેની તરફથી મીઆં નુરમહમદ ઠઠાનો સુબેદાર મુકરર થયો. તે જાતનો કલોરો હતો. સમા લોકોના દિવસની શિરૂઆતમાં કલોરા લોકો પોતાનું જોર અને સત્તા વધારવા લાગ્યા હતા. આદમશાહ કલોરા ઈ૦ સ૦ ૧૪૫૦ માં મઝાબી વંશનો મુર્શીદ (શિક્ષાગુરૂ) થયો હતો. તેણે પોતાના ગુરૂપણાના જોરથી એક મોટી જાગીર હાથ કીધી. અને તે કબજામાં રાખીને બેઠો. પછી સતરમી સદીની આખરમાં કલોરા લોકો પ્રબળ થતા ગયા. તેઓએ લુટફાટનો ધંધો શિરૂકીધો; તેમાંથી અંતે એક મોટા ઝગડાએ જન્મ લીધો. એ સબબથી તેમને કેટલાએક દિવસસુધી સિંધ છોડવાની જરૂર પડી. આખરે જ્યારે એ લોકમાં મીયાં યારમહંમદ મુખ્ય માણસ થયો, ત્યારે તે પોતાના બચાવવાસ્તે દિલ્લી જઈને ત્યાંના બાદશાહ ઔરંગજેબને શર્ણ થયો. તેણે બાદશાહને ઘણો ખુશી કર્યો તેથી બાદશાહે તેને ખુદાયારખાનનો ખેતાબ આપ્યો. ને વળી તેને મોટી જાગીર ઈનામમાં આપી.

યારમહંમદને બે દીકરા હતા; તેમાંથી મીઆંનુરમહંમદે મહંમદશાહ બાદશાહની ઘણી ખીજમતકરી એમ માનવામાં આવ્યું હતું કેમકે મીરઅબદુલા જે કીલાતનો હાકિમ હતો તે સિંધમાં ચડી આવ્યો હતો તેને ત્યાંથી હઠાવી કાઢી મુક્યો. આ ખીજમતને બદલે મહંમદશાહે તેને ઈ૦ સ૦ ૧૭૩૬ માં સિંધનો નવાબ મુકરર કીધો. પણ ઈ૦ સ૦ ૧૭૩૯ માં નાદીરશાહે હિંદુસ્તાનઉપર હુમલો કર્યો. અને મહંમદશાહના કરાર

પ્રમાણે સિંધ કંદહારના હાકિમના હાથમાં ગયું. નાદીરશાહે એક વર્ષનો ઠેરાવ કરીને મીઆં નુરમહંમદને સિંધની સુબેદારીપર કાયમ રાખ્યો. પણ આઠદશવર્ષપછી તે મરણ પામ્યો.

અહમદશાહ જે વખતમાં કાબુલનો હાકિમ હતો, તેવખતે તેણે મીઆં નુરમહંમદના દીકરા મહંમદ મુરાદને સિંધની હુકુમત આપી. પણ સિંધના સરદારો ઉથલ પાથલ કરીને તેના નાનાભાઈ અત્તરખાન અને ગુલામશાહના હકમાં ફાયદો કરવાની કોશીશ કરવા લાગ્યા. આખર ગુલામશાહે કંદહારમાં જઈને આદમ શાહની તાબેદારી કબુલ કીધી. ને ઈ૦ સ૦ ૧૭૫૮ માં પોતાને સિંધનો સુબેદાર મુકરર કરાવ્યો. અને પોતાના ભાઈ અત્તરખાનને જોર જુલમથી પોતાની આણ કબુલ કરાવી. ગુલામશાહની હુકુમતના દિવસોમાં સિંધ ઘણું આબાદ અને શાંત સુખમાં હતું. માણસો પણ આરામમાં વખત ગુજારતા હતા. અને સૌ પૈસે ટકે સારીપેઠે સુખી હતા.

ગુલામશાહની નવાબી મુકરર થઈ તેપછી અંગ્રેજી વેપારીઓએ ઠઠામાં વખાર નાખવાની રજા લીધી અને ત્યાં કોઠી કરી. એ કલોરા હાકિમે પોતાની પહેલવાનીથી ખોસા લોકોને પોતાને તાબેકરી લીધા. અને બ્રોહીલોકોપાસેથી કરાચીની આસપાસનો મુલક લીધો. અને ભાવલપુરમાં જે દાદપોહા લોકો રેહેતા હતા તેમને તેણે સરકર્યા. વળી કચ્છનારાવને પણ લડાઈમાં હરાવ્યો. હૈદ્રાબાદમાં જે હાલ કિલ્લોછે તે એના વખતનો બનેલોછે. પછી ઈ૦ સ૦ ૧૭૭૧ માં તે મરણ પામ્યો. તેની પછી તેના મોટા દીકરા મીઆં સરફરાજખાનને કાબુલના હાકિમે ગાદી ઉપર બેસાડ્યો તે ઘણાદિવસસુધી રાજ ચલાવી શક્યો નહીં

ટાલપુરનો મુખ્ય અધીકારી મીરબહેરામ જે તેનો મુખ્ય વજીર હતો, તેને મીઆસરફરાજખાને ગર્વમાં અને કંઈ દુશ્મનાઈના કીનાથી મરાવીનંખાવ્યો. અને એવા બીજા ઘણા જુલમ કીધા. સરફરાજખાને દેશીલોકોની અપ્રીતિમેળવી

એટલુંજ નહીં, પણ અંગ્રેજ વેપારીઓસાથે સલાહ સંપમાં બગાડો કીધો. ઈ૦ સ૦ ૧૭૭૫ માં ઠઠામાં જે વખાર નાખેલી હતી, તે અંગ્રેજ લોકોપાસેથી ઉપડાવી લેવડાવી અને માણસોને તેના બાપે જે હાવભાવ દેખાડીને ખુશી કર્યા હતા તે પ્રમાણે તેણે કર્યું નહીં. તેથી કરીને તેને ઈ૦ સ૦ ૧૭૭૬ માં લોકોએ ગુસ્સે થઈ ગાદીઉપરથી ઉઠાડી મુકીને કેદ કીધો.

તેવખતે ટાલપુરલોકો સિંધમાં ઘણા પ્રબલ થવા માંડ્યા હતા. અસલ બલુચીસ્તાનથી આવેલા હતા. નાદીરશાહે જે વખતે બલુચીસ્તાન ફતેહ કીધું તે વખત પહેલાં થોડા શબપર-મીર શેદાદે તેના કાકા સોબદારસાથે તકરાર કરી તેથી બલુ-ચીસ્તાન છોડીને મીઆં નુરમહંમદ કલ્લોરાની આગળ નોકર રહ્યો અને પોતાની અક્કલ હુશીયારીથી તેણે સિંધમાં મોટી ઈજ્જત અને હોદો સંપાદન કીધો. ઈ. સ. ૧૭૪૬ માં તે મરી ગ-યો. તેની પછી તેના ચાર દીકરા હતા તેમાં તેના ત્રીજા દીકરા મીરબેહરામને તેના બાપનો હોદો મળ્યો અને તે પોતાના કુટું-બનો મુખ્ય માણસ થયો. એણે ફસાદી લોકોને સરફરાજખા-નની સામે મદદ આપી એ વહેમને લીધે મીયા સરફરાજખાને તેને મરાવી નંખાવ્યો. ટાલપુર લોકોએ ઘણું જોર કર્યું અને સર-ફરાજખાનને ગાદી ઉપરથી ઉઠાડી મુકીને તેના ભાઈ મહંમદ ખાનને ગાદીએ બેસાડ્યો પણ દસ મહીના પછી મીરફતેખાન, ટાલપુર, બલોચ અને બીજા સરદારોએ મળીને મીઆં મહં-મદખાનને નાલાયક જોઈને ગુલામશાહના ભત્રીજા મીઆં શા-દક અલીખાનને ગાદીએ બેસાડ્યો.

એ રાજા પણ મહંમદખાનના જેવો હતો, તેથી કરીને એક વર્ષ થયું નહી તેની પહેલાં તો ગુલાબ શાહના ભાઈ ગુલામ ન-બીખાન કલ્લોરે હુકુમત પોતાના હાથમાં લીધી પણ તેના મનમાં એવું ભય પેઠું કે રખેને મીર બેહેરામનો દીકરો મીર બીજર જે તેના બાપના મરણની વખતે મકાની હજ કરવા ગયો હતો, તે સિંધમાં આવી પોતાના બાપનું વેર લે. એવા ભયને લીધે સિંધ-

માંથી તેણે મસકતના સરદારઉપર એવો કાગળ લખ્યો કે તમારે મીરખીજરને ત્યાં મારી નાંખવાની મહેરબાની કરી તજવીજ કરવી, પણ મસકત વાળાએ એ દુષ્ટ કર્મ કરવાની ના પાડી. મીર ખીજરને આવાતની ખબર પડી તેથી તેણે સિંધમાં આવી બલોચ લોકોનો જમાવ કરી ગુલામ નબીસાથે લઢાઈ કરીને તેને પકડીને મારી નાંખ્યો. મીર ખીજરે સિંધની હુકુમત પોતાના હાથમાં ન લેતાં ગુલામ નબીના ભાઈ અબદુલ નબીને આપી. અબદુલ નબીએ તખ્તપર બેઠા પછી જે તેને અડચણ રૂપી કાંટા લાગ્યા તેને સાફ કરવાનું કામ પહેલું કર્યું.મીઆસરફરાજ જે કેદખાનામાં હજુસુધી પડ્યો હતો, તેને અને તેના નજદીકના સગા જેમની તરફથી તેને મોટું ભય કે અડચણો આવે એવું તેને ભાસતું હતું, તેઓને તેણે એકદમ મરાવી નંખાવ્યા. આ પછી કંદહારના હાકિમોએ સિંધપર એક લશ્કર તૈયાર કરીને મોકલ્યું. પણ બલોચને ટાલપુરની સહાયથી અને પોતાના સરદાર ખીજરની મદદથી અબદુલ નબીએ ચઢી આવનાર લશ્કરને હઠાવ્યું, અગર જો મીર ખીજર પ્રમાણિક, નીમકહલાલ અને તેની ખીજમત કરનાર હતો તોપણ હવે કંઈપણ અડચણ રહી નહીં એવું ધારી તેનીસાથે દગલબાજી કરી તેનો શીર છેદ કરાવ્યો. પછી સરમીંદો થઈને એ કાળા કૃત્યનો દોષ બીજા લોકોને માથે ઓઢાડવા લાગ્યો ત્યારપછી મીર અબદુલા જે મીર ખીજરનો છોકરો હતો તેને અને મીર ફતેહખાન જે કે મીર સોભદારનો છોકરો હતો તેનાઉપર પણ હાથ ફેરવીને નિર્દયપણાથી તે બંને વિશ્વાસુ માણસોના ખીજર જેવા હાલ કર્યા. એ બધું બલોચ લોકોથી ન સહન થઈ શક્યું તેથી એકદમ જમાવ કરીને તેઓએ તથા મીર ફતેહઅલીખાન જે મીર બેહેરામખાનનો પૌત્ર હતો; તેણે અને તેના ભત્રીજા મીર શોહરાબખાને હૈદરાબાદ ઉપર ચડાઈ કરી. એને લીધે અબદુલ નબીબને શેહેર છોડીને ભાગી જવાની ફરજ પડી ને ફતેહઅન્દહાલપુર સરદારોએ હૈદરાબાદ ઈ. સ. ૧૭૮૧ માં પોતાને હસ્તગત કીધું ત્યારપછીથી ટાલપુર લોકોનો શક સિંધમાં ગણાવા લાગ્યો.

# ટાલપુર લોકોની હુકુમત.

હૈદરાબાદ હાથ આવ્યા પછી મીર ફતેઅલીખાને એવી ઈચ્છા કીધી કે આખું સિંધ મારા કબજામાં આણું, એવા ઈરાદાની ખબર પડ્યાથી મીર સોહરાબખાન અને મીર ઠારેખાને ખેરપુર અને શાહબંદર પોતાને હાથ કીધાં. શાહ તૈમુર તે દિવસમાં કાબુલનો બાદશાહ હતો તેની તાબેદારી કબુલ કરીને તેઓ તે પ્રગણામાં તેની હાથનીચેના સરદાર થયા. એ બંદોબસ્તથી સિંધમાં ત્રણ હાકેમ થયા. તે ત્રણે ટાલપુર વંશના માણસો હતા. શેહદાદપુરી જે ટાલપુર લોકો હતા, તેમનું ગાદીનું મુખ્ય સ્થળ હૈદરાબાદ હતું, અને તેમની હુકુમત મધ્ય સિંધમાં ચાલતી હતી. બીજો ભાગ શાહબંદર પરગણાનો હતો. તે મીર ઠારેના વંશજોના હાથમાં આવ્યો હતો. તેઓએ મીરપુર પોતાની ગાદીનુ મુખ્ય સ્થળ કર્યું. અને ઉત્તરમાં મીર સોરાબેને તેના વંશજેએ પોતાનું રાજ્ય સ્થાપન કર્યું. ખેરપુર તેમની ગાદીનુ ઠેકાણું હતું.

મીર ફતેહઅલીખાને એવો ગનસુબો કર્યો કે શેહેદાદ પુરના જે મીર લોકોછે, તે એક સંપ થઈ જાય ને તે ખાનદાન લોકોનું જોર વધે તો બેહેતર છે તેટલાવાસ્તે તેના ત્રણ નાના ભાઈ મીર ગુલામઅલી મીર કરમઅલી અને મીર મુરાદઅલીને પોતાની હુકુમતમાં સામેલ કર્યા. એ ચાર જણાએ ભેળા થઈને રાજ્ય ચલાવ્યું અને તેઓએ બાહેર જાહેરાત રીતે એવી સલુકાઈ કીધી કે તેઓને ચોકડી કરીને કહેતા હતા. તેમનામાં કદી ટંટો તુતીઓ થતો નહીં તેથી તેમના બધા દુસમનો અંદર બળી જતા હતા. જે કોઈ તેઓની સામે થતા હતા. તેઓને તે મારી આણ મનાવતા હતા. કીલાતની તરફથી જે કરાચીમાં નવાબ હતો તેને જીતીને કરાચી તેઓએ પોતાને હસ્તક કીધું, અને જોધપુરના રાજાપાસેથી ઉમરકોટ પોતાના હાથમાં લઈ લીધું. ત્યારપછી ઈ. સ. ૧૮૦૧ માં ફતેહઅલી મરણ પામ્યો.

તેના મરણની પહેલાં પોતાની હુકુમત અને મીલકતનું તેણે પોતાના ત્રણ ભાઈઓ વચ્ચે ભાગ પાડીને વસીયતનામુ કરી રાખ્યું હતું. તે એવી રીતનું હતું કે તેની મીલકતનો અર્ધ ભાગ તેના મોટા ભાઈ ગુલામઅલીને મળે, અને અર્ધભાગ તેના બે નાના ભાઈઓને મળે; પણ તેને પોતાના દીકરા સોબદાર સારૂ કાંઈ રાખ્યું નહતું. તેણે તેર લાખ રૂપીઆ જે કાબુલના સરદાર શાહ જમાનને ખંડણીના દર વર્ષે ઠેરાવ્યા હતા તેનો અને જમાબંધીનો પોતાના મરણ પહેલાં બંદોબસ્ત કર્યો હતો.

મીરફતેહ અલીખાનના મરવા પછી તેના ત્રણ ભાઈઓએ મળીને હુકુમત ચલાવી. પણ ગુલામઅલીએ પોતે પોતાનું મુખ્યપણું દેખાડાવ્યું. અને 'રઈશ' નામ રાખવાથી નાના મોટાનો તફાવત તેણે બતાવ્યો. ગુલામઅલીના મરણની બે વર્ષ પહેલાં અંગ્રેજ સરકારે સિંધના મીર સાથેના તારીખ ૧૨ મી અગષ્ટ ઈ૦ સ૦ ૧૮૦૯ માં એક ઈનજામ નામું (કરારનામુ) કર્યું. જેથી કરીને અંગ્રેજોની ને મીર લોકોની માત્રાચારી થઈ. અને મીર લોકોએ એવી રીતે કબુલાત કીધી કે, કોઈ પણ અમેરીકન અથવા ફ્રેંચવેપારી અંગ્રેજ લોકની રજાવિના સિંધમાં પગ મુકી શકે નહી. મીર ગુલામ અલીખાન ઈ૦ સ૦ ૧૮૧૧ માં શિકાર રમતાં મરણ પામ્યો. તેની પાછળ તે એક દીકરા મીરમહંમદને મુકી ગયો. મુસલમાની રાજ્યમાં અઢાર વર્ષની વયનો કુંવર થાય ત્યારે તેને રાજ્યગાદી મળી શકે. પણ જ્યાં સુધી તેમાં કમતી હોય ત્યાં સુધી મળી શકે નહી. એ ધારા ઉપર સરત કરતાં મીર મહંમદ રાજગાદીને લાયક થયો હતો કેમકે તે વખતે તેની વય અઢાર વર્ષથી નીચે નહતી. તો પણ તેના કાકા મીર કરમઅલીને મીર મુરાદઅલીએ મીર ફતેઅલીખાનના દીકરા મીર સોબદારની માફક તેને હુકુમતમાં સામીલ કર્યો નહી. મીર કરમઅલી અને મીર મુરાદઅલીએ કેટલાએક વખત સુધી હુકુમત ચલાવી, તે પછી ઈ૦ સ૦ ૧૮૧૫ માં તેઓએ કચ્છના રાવ ઊપર હુમલો કર્યો.

કચ્છનારાવને અંગ્રેજ સરકાર સાથે દોસ્તી હતી તેથી કરીને અંગ્રેજોને કચ્છના રાવને મદદ આપવી જરૂર થઈ. પણ અંગ્રેજોને સિંધના મીરો વચ્ચે ઈ૦ સ૦ ૧૮૦૯ માં જે કોલ કરાર થયો હતો તે પ્રમાણે તેમની દોસ્તી ચાલી આવી હતી. એ સબબને લીધે એ ટંટો અધવચથી પતી ગયો. પછી ઈ૦ સ૦ ૧૮૨૮ માં મીર કરમઅલી મરણ પામ્યો. અને મીર મુરાદઅલી જે શેદાદપુરી મીરોનો મુખ્ય માણસ હતો તેણે પોતાના હાથમાં સત્તા લીધી. એના દિવસમાં અંગ્રેજ સરકાર અને ટાલપુર લોકોની વચ્ચે બે કરારનામાં થયાં. તેમાં એક ઈ૦ સ૦ ૧૮૩૨ માં અને બીજુ ઈ૦ સ૦ ૧૮૩૪ માં થયું. એ કરારનામાં પ્રમાણે અંગ્રેજ લોકોને આખા સિંધમાં આવવાજવાની રજા મળી. વળી સિંધુનદીમાં આગબોટ ચલાવવાની તેમને છુટ થઈ. એટલે તેઓ સિંધના વેપારીઓ થઇ વેપાર ધમધોકાર ચલાવવા મંડ્યા. પણ અંગ્રેજ લોકોએ એ ઈનજામ નામામાં ( કરાર નામામાં ) એવું કબુલ કીધું હતું કે કોઈ પણ અંગ્રેજ સિંધમાં ઝાઝો કાળ રહે નહી. ને તેમણે કોઈ પણ લશ્કરી સામાન કે વાહાણ સિંધુનદી તરફ લાવવું નહી. તેમજ વળી મીરોએ કબુલ કીધું હતું કે અમારે બહારના દેશી વેપારીઓને પરવાના શિવાય સિંધમાં આવવા દેવા નહી.

તે પછી મીર મુરાદ અલીખાન જલદીથી મરણ પામ્યો. અને તેના બે દીકરા મીર નુરમહમદ અને મીર નશીરખાન, અને તેનો પિત્રાઈ ભાઈ મીર સોબદારખાન, જે મીર ફતેહઅલીનો દીકરો હતો તે, ને મીર ગુલામઅલીનો દીકરો મહંમદખાન એ ચારે જણે મળીને સિંધની હુકુમત ચલાવવા માંડી.

મીર મહંમદખાન જે મીર મુરાદ અલીખાનનો દીકરો હતો, તેને મુખ્ય માણસ બનાવ્યું. ઈ૦ સ૦ ૧૮૩૮ ની શિરૂઆતમાં રાજા રણજીતસીંગ જે પંજાબનો હકિમ હતો તેની ને સિંધના મીર લોકોની વચ્ચે દુશ્મનાઈ થઇ. પણ અંગ્રેજ સર-

કારે બન્નેનું સમાધાન કરીને પરસ્પર સલાહ કરાવી. તેથી અંગ્રેજ લોકોને મીર લોકોએ પોતાને ત્યાં એક વકીલ રાખવાની રજા આપી. અને કરનલ પોટીંજર પહેલ વહેલો અંગ્રેજ સરકારની તરફથી હૈદ્રાબાદમાં વકીલ તરીકે આવ્યો.

જુન ઈ૦ સ૦ ૧૮૩૮ માં અંગ્રેજ સરકાર અને અફગાનીસ્તાનના શાહ સુજાઉલમુલ્ક અને પંજાબના રાજા રણજીતસિંગ વચ્ચે એક ઈનજાનામું થયું. તેથી અંગ્રેજોને શાહ સુજાઉલમુલ્કને દુશ્મનોની સામે મદદ દેવાને સિંધમાંથી ફોજ લઈ જવાની જરૂર પડી પણ ઈ૦ સ૦ ૧૮૩૨ ના કરારનામાથીએ ઉલટું હતું. એથી મીરોએ અંગ્રેજોને જતાં જરા હરકત કરી. ઈ૦ સ૦ ૧૮૪૦ ની પછી કાબુલ અને કિલાતમાંથી અંગ્રેજોને ઓછા જોરવાળા ને હાર ખાધેલા જોઇ બલોચી સરદાર પોતાની મગરૂખી બતાવા લાગ્યા.

મીર લોકોનો આવો ઈરાદો જોઈને અંગ્રેજોને ધાસ્તી પેઠી. એટલે તેઓએ પોતાના હકમાં એક સખ્ત સરતોથી ઈનજામનામું લખી તેમાં મીરોની સહી માગી. પણ તે ઈનજામનામુ મીરોને નુકસાન કર્ત્તા હોવાથી તેઓએ તેમાં સહી કરવાની નાકહી. બલોચ સરદારો આ વાતથી ઘણા જુસ્સામાં આવ્યા. કેમકે અંગ્રેજો સાથે લઢાઈ કરવાને તેઓ અગાડીથી દાંતપીસી રહ્યા હતા. તે પરથી તેઓએ ઓચીંતા ઈ૦ સ૦ ૧૮૪૩ ની ૧૫ મી ફેબ્રુઆરીને રોજ અંગ્રેજ વકીલ આઉટરામની છાવણી ઉપર હુમલો કીધો. આઉટરામની પાસે લશ્કર ઘણું થોડું હતું, એટલે તેણે પોતાનો બચાવ બનતી રીતથી કરી ચાલ્યો ગયો. ત્યાર પછી ત્રીજે દહાડે એટલે ૧૭ મી તારીખને રોજ હૈદ્રાબાદથી ત્રણ ગાઉઉપર મીઆણી ગામની પાસે સરચાર્લસ નેપીયર ને મીરની વચ્ચે લઢાઈ થઈ. આ લઢાઈ ઘણી ખુમરેજી ભરેલી ચાલી. તેમાં અંતે મીર તથા બલોચ લોકો હાર્યાને નાસી ગયા એટલે મીરો પોતાનાં હથીઆર છોડી

દઈને સર ચાર્લસ નેપીઅરને તાબે થયા. ને મીરનું મુખ્ય શેહેર હૈદ્રાબાદ અંગ્રેજોને હાથ આવ્યું.

પોતાનાં રાજ્ય વૈભવને સત્તા હાથથી ગયાં એવું જોઈ મીર લોકોને ઘણું લાગ્યું. એટલે તેમનો સ્વભાવિક જુસ્સો પાછો ચડી આવ્યો, અને તેઓએ પાછા ફરીથી હથીઆરો ઉઠાવ્યાં એટલે અંગ્રેજોને તેમની સામે લડવાની ફરજ પડી. મીર શેરમહંમદખાન જે મીરખાનનો હાકિમ હતો, તે વીશ હજાર બલોચ સાથે ચડી આવ્યો. સર ચાર્લસનેપિઅર સાથે લશ્કર થોડું હતું, તેથી તેને ધાસ્તી પેઠી. પણ સખરથી તેને લશ્કરની મદદઆવી પહોંચી એટલે તે પોતાની બાહાદુરી ઉપર ભરોસો રાખીને શેર મહંમદની સામે થયો. આખર દુબ્બા ગામ આગળ માર્ચની ૨૪ મી તારીખે મોટી ભયંકર લડાઈ થઈ. એ લડાઈમાં બંને પક્ષવાળાએ બહાદુરી બતાવી. પણ તે બલોચ લોકોનો સરદાર નાશી ગયો અને મીરપુરને ઉમર કોટના કિલ્લા અંગ્રેજોના હાથમાં આવ્યા એટલે પછી તેઓ સગણ થયા. ને ત્યાર પછી અંગ્રેજ સરકારના સુખસાગરરૂપી રાજ્યનો સૂર્ય ઉદય થયો.

---